

# સુરત શહેરની

## તથા

# ચોર્યાસી તાલુકાની ભૂગોળ.




રચી પ્રગટ કરનાર

**નરભેરામ હરિનારાયણ જોશી.**

લિ, ગુલાબદાસ ભાઈદાસ ગર્લસ્કુલના હેડમાસ્તર.





.ત ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રિન્ટીંગ

પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપી.

સંવત ૧૯૭૬     ઈ. સ. ૧૯૨૦

કિંમત ૦-૨-૬




# સુરત શહેરની

તથા

# ચોર્યાસી તાલુકાની ભૂગોળ.

રચી પ્રગટ કરનાર

**નરભેરામ હરિનારાયણ જોશી.**

વકીલ, ગુલાબદાસ ભાઈદાસ ગર્લસ્કુલના હેડમાસ્તર.



સુરત ચોટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રિન્ટીંગ

પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપી.

સંવત ૧૯૭૬ ઈ. સ. ૧૯૨૦

કિંમત ૦-૨-૬

श्री

# અર્પણપત્રિકા.

શ્રીસનાતનધર્મરત: સદ્વિદ્યોન્નતિકારક સર્વગુણોપેત શ્રીયુત મહાશય
રા. રા. ગુલાબદાસ ભાઇદાસ વકીલ સાહેબ આપશ્રીના
આદર્શ રૂપ જીવન તરફ નિરિક્ષણ કરતાં આપશ્રીએ ઉદ્યોગમાં
પ્રમાણિકતા, ધૈર્ય, અને સતત પ્રયાસ વડે આખી ભારત
ભૂમિને દેદીપ્યમાન કરી છે જેથી આપશ્રીની સુકિર્તિ
વિશેષ પ્રકાશ પામી છે. આપશ્રીએ લોકોપકારાર્થે
દ્રવ્યનો સદુપયોગ કર્યો છે. આપશ્રીની ધર્મ
પરાયણ વૃત્તિ અને કૃતિ ખરેખર અન્ય
જન મંડળને અનુકરણીય છે. આપશ્રીના
આવા સદ્ગુણોથી આકર્ષાઇ આ "સુરત
શહેર અને ચોર્યાસી તાલુકાની
ભૂગોળ" નામનું લઘુ પુસ્તક
આપશ્રીને પરમ સ્નેહથી હું
અર્પણ કરૂં છું તે
સ્વીકારવા કૃપાવંત
થશોજી.

લી०

આશ્રિત

નરભેરામ હરીનારાયણના

પ્રણામ.

# પ્રસ્તાવના.



સરકારી કેળવણી ખાતા તરફથી સુધરેલાં નવાં ધોરણ કેટલીક મુદ્દતથી બહાર પડેલાં છે, તેમાં ભૂગોળનો વિષય નવી પદ્ધતિએ શીખવવાનું ફરમાન છે. એ વિષય પ્રથમ બીજા ધોરણથી શરૂ કરવાનો છે. સદરહુ ધોરણમાં વિશેષ એમ જણાવવામાં આવ્યું છે કે જે શહેરમાં કે ગામમાં નિશાળ હોય તે ગામ કે શહેરનું જ્ઞાન દિશાઓ સહીત પુરેપૂરૂં આપવું તથા ગામ કે શહેર જે તાલુકામાં આવ્યું હોય તે તાલુકાની ભૂગોળ શીખવવી એમ હોવાથી આ સુરત શહેર કે જે મોટું અને જુનું શહેર છે તેની ભૂગોળ શિક્ષક ભાઇઓને શીખવવાને તથા બાળકોને શીખવાને કાંઈ પણ સાધન નહી હોવાથી એ વિષય મારા લક્ષમાં આવવાથી છપાવી બહાર પાડવા ઉત્કંઠા થઈ અને તે ઉપરથી કેટલાક પુસ્તકોની સહાયતાથી આ નાનું પુસ્તક સાદી અને સરળ ઇબારતમાં તૈયાર કર્યું છે.

વળી સદરહુ ભૂગોળની નવમી આવૃતી સુધારા સાથે છપાવી છે, જે સર્વે શિક્ષક ભાઇઓને તેમજ વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડશે એવી આશા છે, માટે ભાઇઓ બનતો લાભ લેવા ચુકશો નહિ.

આ ચોપડીમાં શહેરની જગ્યાની ગોઠવણી એવી ગોઠવવામાં આવી છે કે જે અજાણ માણુસ હોય તેને જાણીતો બનાવે છે.

લી૦ આશ્રિત.

નરભેરામ હરિનારાયણ જોશી.

# સુરત શહેરની ભૂગોળ.

## દિશાઓ.

૧ પુર્વ—સુરજ જે દિશા તરફ ઉગે છે તેને પૂર્વ દિશા કહે છે.

૨ પશ્ચિમ—સુરજ જે દિશા તરફ આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે.

૩ ઉત્તર—પુર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ અને બન્ને હાથ બાજુપર સીધી લીટીમાં કરીએ તો જેણી ગમ ડાબો હાથ આવે તેને ઉત્તર દિશા કહે છે.

૪ દક્ષિણ—પુર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ ને બંને હાથ બાજુપર સીધી લીટીમાં કરીએ તો જેણી ગમ જમણો હાથ આવે તેને દક્ષિણ દિશા કહે છે.

## નકશાની દિશા પારખવાની રીત.

૧ ઉત્તર—નકશો સામો ટાંગ્યો હોય તો ઉપરની દિશાને ઉત્તર દિશા કહે છે.

૨ દક્ષિણ—નકશાની નીચેની દિશાને દક્ષિણ દિશા કહે છે.

૩ પુર્વ—જમણા હાથ તરફની પુર્વ દિશા કહે છે.

૪ પશ્ચિમ—ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા કહે છે.

## ખુણાઓ.

૧ અગ્નિ—પુર્વ અને દક્ષિણ એ બે દિશાની વચ્ચેના ખૂણાને.

૨ નૈઋત્ય—દક્ષિણ અને પશ્ચિમ એ બે દિશાની વચ્ચેના ખૂણાને.

૩ વાયવ્ય—પશ્ચિમ અને ઉત્તર એ બે દિશાની વચ્ચેના ખૂણાને.

૪ ઈશાન—ઉત્તર અને પુર્વ એ બે દિશાની વચ્ચેના ખૂણાને.

વિદ્યાર્થીઓને પ્રથમ વ્યાખ્યાની ઓળખાણ થવી જોઇએ. જ્યાં સુધી તેનું ઓળખાણ થયું નથી ત્યાં સુધી તે બરાબર સમજી શકતા નથી, માટે ભુગોળની શરૂઆત થતાં પહેલાં તેને વ્યાખ્યાનું ભાન કરાવવાથી ઝટ સમજ પડે છે. માટે વ્યાખ્યા એ ભૂગોળનો પ્રથમ પાયો છે.

## વ્યાખ્યાઓ.

૧ ઝુંપડું—માળ વગરનું કાદવનું બાંધેલું નાનું મકાન હોય તેને ઝુંપડું કહે છે.

૨ ઘર—આપણાં શરીર તથા માલમીલકતના રક્ષણને માટે બાંધેલા મકાનને ઘર કહે છે.

૩ **હવેલી**—બે ચાર માળવાળું છોથી બાંધેલું ઉંચું મકાન હોય તેને હવેલી કહે છે.

૪ શેરી (મહોલ્લો)-સરખા અંતરની સામસામી હારબંધ ઘરની હારને શેરી કહે છે.

૫ પરાં—નાના તથા મોટા કોટની વચ્ચેના પાછળથી વસેલા ભાગને પરાં કહે છે.

૬ શહેર—જ્યાં ઘણાં ઘરની સંખ્યા તથા વધારે વસ્તી હોય તથા મોટી હવેલી, મોટાં મોટાં બજાર, તથા મોટી સડકો આવેલી હોય તેને શહેર કહે છે.

૭ **ભાગળ**—અંદરના કોટમાં જવા આવવાને કરેલા નાના દરવાજાને ભાગળ કહે છે.

૮ દરવાજા—શહેરમાં જવા આવવાને કોટમાં મોટાં મોટાં બારણાં મુકેલાં હોય તેને દરવાજા કહે છે.

૯ કોટ—શહેરના બચાવ માટે પથ્થર તથા ઇંટની ઉંચી પહોળી બાંધેલી દિવાલને કોટ કહે છે.

૧૦ બારી—તાપી નદીના કાંઠા ઉપર જવા આવવાને મુકેલા નાના દરવાજાને બારી કહે છે.

૧૧ દુકાન—જે ઘરમાં જુદી જુદી જાતનો માલ ભરી ત્યાંથી વેચાણ થાય તે જગ્યાને દુકાન કહે છે.

૧૨ બજાર—ઘણી દુકાનો સાથે હોય અને જ્યાં જુદીજુદી જાતનો સામાન વેચાતો હોય તેને બજાર કહે છે.

૧૩ કિલ્લો—શહેરના બચાવ માટે તોપખાનું રાખવા તથા લશ્કરી માણસોને લડાઇ કરવા ઉંચા મજબુત બાંધેલા ગઢને કિલ્લો કહે છે.

૧૪ મેદાન—એક સરખી સપાટ જમીનના મોટા ભાગને મેદાન કહે છે.

૧૫ ઝાડી (જંગલ)—જ્યાં ઘણાં ઝાડો સાથે ઉગેલાં હોય તેને ઝાડી કહે છે.

૧૬ ખેતર—જે જમીનમાં અનાજ તથા કપાસ તથા તેલ વગેરેના પદાર્થ પાકે છે, તે જગ્યાને ખેતર કહે છે.

૧૭ બાગ—સારાં સુગંધીદાર ફુલોનાં ઝાડો તથા ઘણી જાતના શોભાયમાન ઝાડોવાળી હવા ખાવાની જગ્યાને બાગ કહે છે.

૧૮ વાડી—જે જમીનમાં બારે માસ જુદી જુદી જાતનાં લીલોતરી શાકો, તથા ફળના ઝાડોવાળી જગ્યાને વાડી કહે છે.

૧૯ ટાવર—પથ્થરની તથા ઈંટની ઘણી ઉંચી બાંધણી કરી તેમાં કદાચ ઘડીયાળ પણ ગોઠવેલી હોય કે જેનો અવાજ આખા શહેરમાં સંભળાય એવા મકાનને ટાવર કહે છે.

૨૦ **હાસ્પિતાલ**—લોકોને મફત દવા આપવાના ઠેકાણાને હોસ્પિતાલ કહે છે.

૨૧ **લાયબ્રેરી (પુસ્તકશાળા)**—લોકો સારાં સારાં પુસ્તકો વાંચી જ્ઞાનમાં વધારો કરી શકે તેવાં ઘણાં પુસ્તકોવાળી જગ્યાને લાયબ્રેરી કહે છે.

૨૨ **જેલ**—જે માણુસો ચોરી, મારામારી, ખુન, લુચ્ચાઇ, અને તોફાનો કરે છે ને પછી તેને સજા થાય તેને કેદી કહે છે, અને એવા કેદીઓને કબજે રાખવાની જગ્યાને જેલ કહે છે.

૨૩ **ફુરજો**—વહાણો અને આગબોટોથી માલ આવજાવ થાય તે ઉપર સરકારી જકાત લેવાનું ઠેકાણું.

૨૪ **મ્યુનીસીપાલીટી**—શહેર સુધારા માટે કીધેલા ખાતાને મ્યુની-સીપાલીટી કહે છે.

૨૫ **કોરટ**—(ન્યાય મંદીર) જ્યાં બે માણુસની લડાઇનો ચુકાદો આપાતો હોય તેને કોરટ કહે છે.

૨૬ **ગેટ (ચોકી)**—શહેરના બંદોબસ્ત માટે થોડે થોડે છેટે સિપા-ઇના પહેરા મુકેલા હોય તે તથા તે લોકોને રહેવાના મુકામને ગેટ કહે છે.

૨૭ **મીલ**—વરાળ યંત્રના સાંચાથી કાપડ વગેરે જથાબંધ માલ તૈયાર થવાના ઠેકાણાને મીલ કહે છે.

૨૮ **મંદીર**—હિંદુ લોકોના દેવળોની જગ્યાને મંદીર કહે છે.

૨૯ **ધર્મશાળા**—પરદેશી માણુસો, સાધુ તથા ઘરબાર વગરના ગરીબ માણસોને મફત રહેવાની જગ્યાને ધર્મશાળા કહે છે.

૩૦ **પાંજરાપોળ**—પશુઓને માટે ધર્માદા ખોરાક આપવાની તથા રાખવાની જગ્યાને પાંજરાપોળ કહે છે.

૩૧ **પોસ્ટઓફીસ**—દેશ પરદેશના કાગળો, બેંગી, તાર તથા રૂપીઆ પહોચાડવાનું કામ કરનારી ઓફીસને પોસ્ટ ઓફીસ કહેછે.

૩૨ **સ્મશાન**—હિંદુ લોકોના મુડદાં બાળવાની તથા દાટવાની જગ્યાને સ્મશાન કહે છે.

૩૩ **દખમુ**—પારસી લોકોના મુડદાંને મુકવાની જગ્યાને દખમુ કહે છે.

૩૪ **કબર**—મુસલમાન લોકોના મુડદાંને દાટી તેની ઉપર ઇંટથી ચણી લીધેલી દરગાહને કબર કહે છે.

૩૫ **મસીદ**—મુસલમાન લોકોને બંદગી કરવાની જગ્યાને મસીદ કહે છે.

૩૬ **આતસબહેરામ**—પારસી લોકોના આતસને રાખવાની જગ્યાને આતસબહેરામ કહે છે.

૩૭ **અપાસરા**—શ્રાવક લોકોના મહારાજોને રહેવાની જગ્યાને અપાસરા કહે છે.

૩૮ **ગામડું**—જ્યાં નાનાં ઝુંપડાં જેવા ઘર હોય તેને ગામડું કહે છે.

૩૯ **ગામ**—ગામડાં કરતાં વધારે ઘરો હોય તેને ગામ કહે છે.

૪૦ **કસ્બો**—ગામ કરતાં વધારે ઘરો તથા વસ્તી પણ ઘણી હોય તેને કસ્બો કહે છે.

૪૧ **તાલુકો ( મહાલ પ્રગણું )** ઘણા ગામો મળીને બંધાયલા જથાને તાલુકો કહે છે.

૪૨ **જીલ્લો**—ઘણા તાલુકા મળીને થએલા જથાને જીલ્લો કહે છે.

૪૩ **હદ-સીમા**—હરકોઇ ઘર, ગામ, કસ્બો કે શહેરની લંબાઇ પહોળાઇની મુકરર થયેલી જગ્યાને હદ કહે છે.

૪૪ **નકશો**—કોઇ પણ ઘર, ગામ, શહેર કે દેશના ચિત્રેલા આકારને નકશો કહે છે.

૪૫ સડક અને રેલ્વે---પથ્થર કે કાંકરાથી સીધો ને સરખો બનાવેલો રસ્તો તે સડક કહેવાય, અને રસ્તાપર લોઢાના પાટા નાંખી આગગાડી જવાના બનાવેલા રસ્તાને રેલ્વે કહે છે.

૪૬ આગગાડી---બળદ કે ઘોડા જોડયા વગર દેવતા અને પાણીથી ચાલતી ગાડીને આગગાડી કહે છે.

૪૭ સ્ટેશન---આગગાડીમાં માણસોને બેસવા તથા ઉતરવાને માટે કીધેલા મુકામને સ્ટેશન કહે છે.

૪૮ ડુંગર---જમીન ઉપર આવેલા ઉંચા ટેકરાને ડુંગર કહે છે.

૪૯ પર્વત---ઘણા ઉંચા ને ઘણા ડુંગરો સાથે જોડાયલા હોય તેને પર્વત કહે છે.

૫૦ નદી---મીઠાં પાણીના રેલા પર્વતમાંથી અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યાએથી વહીને સમુદ્રને મળે છે તેને નદી કહે છે.

૫૧ ખાડી---દરિયાની ભરતીના પાણીથી જે નદીનું મુખ પહોળું થયેલું હોય તેને ખાડી કહે છે.

૫૨ કાંઠો (કિનારો)---જે જગ્યાએ નદીનું પાણી વહેતું હોય તેની સામસામેની ઉંચી જમીનને કાંઠો કહે છે.

૫૩ ઓવારા---નદીને કાંઠે નાહવા તથા પાણી ભરવાને પગથીઆ-વાળા બાંધેલા ઘાટને ઓવારા કહે છે.

૫૪ ડક્કો---વહાણ કે આગબોટથી નદી કિનારે (બંદરપર) માલ ચઢા-વવાને તથા ઉતરવાને લાકડાના બાંધેલા ઘાટને ડક્કો કહે છે.

૫૫ બંદર---દરિયા કે નદી કાંઠે જે ગામ કે શહેર આવેલું હોય અને ત્યાં વહાણમાંથી કે આગબોટમાંથી માલ ઉતરચઢ થતો હોય તેને બંદર કહે છે.

૫૬ **પુલ**--નદી કે ખાડી ઉપરથી માણસ તથા ગાડીઓને જવા આવવાને લોઢાના કે લાકડાનાં બાંધેલા રસ્તાને પુલ કહે છે.

૫૭ **બેટ**--ચારે બાજુ ફરતુ પાણી ને વચમાં ઉંચી કોરી જમીન હોય તેને બેટ કહે છે.

૫૮ **સમુદ્ર (દરીયો)**--ખારા પાણીના મોટા ભાગને દરિયો કહે છે.

૫૯ **નદીનું મુળ અને મુખ**--નદી જે જગ્યાએથી નીકળે છે તે મૂળ કહેવાય છે; અને જયાં આગળ સમુદ્રને મળે છે તેને મુખ કહે છે. નદી મૂળ આગળ ઉંચી અને મુખ આગળ નીચી હોય છે.

૬૦ **તળાવ**--ચારે બાજુ ફરતી જમીન ને વચમાં ઘણું પાણી હોય તેને તળાવ કહે છે.

૬૧ **સરોવર**--તળાવ કરતાં મોટા પાણીના ભાગને સરોવર કહે છે.

૬૨ **ભાઠું**--નદી કીનારે રેતીવાળી ઘણી ખુલ્લી (પાણી વગરની) જગ્યાને ભાઠું કહે છે.

## સુરત શહેરની ભૂગોળ.

જે સુરત શહેરને હાલ આપણે જોઇએ છીએ તે એક મેદાન હતું, પણ કેટલાક વિદ્વાન લોકો એને સૂર્યપૂર કરીને લખતા તે ઉપરથી એમ જણાય છે કે એ જગ્યાએ સૂર્યપૂર નગર હશે પણ કદાચ તે કુદરતી રીતે યા રાજદ્વારી અગર વેપારી બનાવથી ઉજાજડ થઇ ગયું હશે.

જયારે મહમદ શાહબુદીન પાદશાહના સરદાર કુતુબુદીને અણહિલવાડના રાજા ભીમદેવને હરાવ્યો ત્યારે રાંદેર તથા સુરત સુધી આવ્યો હતો. તેથી એમ માલમ પડે છે કે તે વખત સુરત શહેર હોવુંજ જોઇએ. એ શહેર તાપી નદીના કિનારા ઉપર સમુદ્રથી ૧૪ માઇલને છેટે આવ્યું છે એનું ક્ષેત્રફળ આશરે ૨૦૨૭ એકર જેટલું છે. એ શહેરમાં ધંધાને અર્થે ઘણા લોકો બહાર દેશાવરથી આવી રહેતા હતા જેથી વસ્તીનું પ્રમાણ વધારે હતું.

એ શહેર મોટું બંદર હતું પણ જ્યારથી મુંબઈ બંદર થયું અને તાપી નદીમાં પુરાણ થયું ત્યારથી આ બંદરે પરદેશથી વધારે માલ આવતો જતો નથી, તોપણ પશ્ચિમ કિનારે થોડો થોડો માલ જળ માર્ગે ઉતર ચઢ થાય છે.

## સુરત શહેરની (ચતુરસીમા.)

ઉત્તરે--વેડ, ગોતાલાવાડી, તથા કતારગામની જમીન.

પુર્વે--રેલ્વે સડક તથા ફુલપાડા, પુણા કુભારીઆ તથા સરાને સીમાડો.

દક્ષિણે--ઉધના મજુરા તથા અઠવાને સીમાડો.

પશ્ચિમે--તાપી નદી.

## સુરત શહેરને બે કોટ છે એક નાનો અને બીજો મોટો.

**મોટા કોટનાં દરવાજાનાં નામો + દિશા તથા ઓળખાણ.**

| નંબર | દરવાજા નામ. | દિશા | દરવાજાનાં નામોની થોડી ઓળખાણ. |
|---|---|---|---|
| ૧ | ફાટકનો દરવાજો | વાવ્યે | રેલના પાણી એ રસ્તેથી શહેરમાં દાખલ થતાં હતાં તેથી. |
| ૨ | વરીઆવીનો | ,, ઉત્તરે | વરીઆવ ગામે જવાય છે તેથી. |
| ૩ | કતારગામનો | ,, ઉત્તરે | કતારગામ ગામે જવાય છે તેથી. |
| ૪ | લાલ | ,, ઇશાને | એ દરવાજા બહાર લાલદાસ નામે મહારાજ રહેતા હતા તેથી. |
| ૫ | દિલ્લી | ,, પુર્વે | દિલ્લી શહેરના બાદશાહનો ફરમાન એ દરવાજેથી જતો તેથી. |
| ૬ | સહરાનો | ,, પુર્વે | એ દરવાજા બહાર પહેલાં ધર્મશાળા હતી તેથી. |

+ જ્યાં દિશા જણાવી છે તે દિશાને શહેરની દિશા પ્રમાણે સમજવી.

૭ સલાબતનો „ પુર્વે—સલાબતપરા ઉપરથી.
૮ માનનો „ અગ્નિ—એ દરવાજા આગળની ખુલ્લી જગામાં અધિકારી વર્ગોને માન આપવામાં આવતું તેથી.
૯ નાવસારી , દક્ષિણે—એ દરવાજાથી નવસારી જવાય છે.
૧૦ હનુમાનનો „ (જાફરઅલી) દક્ષિણે—રોકડીયા હનુમાન ઉપરથી.
૧૧ મજુરાનો „ દક્ષિણે—મજુરાગામે જવાય છે તેથી.
૧૨ અઠવાનો „ પાશ્ચમે—અઠવા ગામે જવાય છે તેથી.

## નાના કોટની*ભાગળો (બારીઓ)નાં નામ.

| નં. | ભાગોળના નામ | દિશા. |
|---|---|---|
| ૧ | વરીઆવી | ઉત્તરે |
| ૨ | સૈયદપુરી | ઉત્તરે |
| ૩ | બરાનપુરી | પુર્વે |
| ૪ | નવસારી | દક્ષિણે |
| ૫ | મજુરા | દક્ષિણે |
| ૬ | મક્કાઈ | પશ્ચિમે |
| ૭ | બાદશાહી | પશ્ચિમે |
| ૮ | ડક્કા | પશ્ચિમે |
| ૯ | રાજાઓવારો | પશ્ચિમે |
| ૧૦ | ફુરજાની | વાવ્યે |
| ૧૧ | મીર બહેર | વાવ્યે |
| ૧૨ | મુલ્લાં ખડકી | વાવ્યે |

## શહેર માંહેલા ભાગોના નામો.

નાના કોટની અંદરના ભાગોના નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ | રાણીતળાવ | ૧૫ | સીદીવાડ |
| ૨ | વાડીફળીયું | ૧૬ | મીરજાંસામીનોચકલો |
| ૩ | સંઘાડીયાવાડ | ૧૭ | શાહપોર |
| ૪ | કાજીનું મેદાન | ૧૮ | લુહારપોળ |
| ૫ | દેશાઇપોળ | ૧૯ | માછલીપીઠ |
| ૬ | બડેખાંનો ચકલો | ૨૦ | કેળાપીઠ |
| ૭ | વલંદાવાડ | ૨૧ | ભાગાતળાવ |
| ૮ | સોનીફળીયું | ૨૨ | બાલાજીનો ચકલો |
| ૯ | ચોકબજાર. | ૨૩ | ખપંટીઆચકલો |
| ૧૦ | કીલ્લાનું મેદાન | ૨૪ | અંબાજીનોચકલો |
| ૧૧ | નાણાવટ. | ૨૫ | રહીયાસોનીનોચકલો |
| ૧૨ | મુગલીસરા | ૨૬ | બડેખાંનો ચકલો |
| ૧૩ | સોદાગરવાડ | ૨૭ | કહારવાડ. |
| ૧૪ | હાંસુ બેગમનો ચકલો | | |

---

*નાનો કોટ તુટી ગયો છે, પણ તેની થોડી નીશાની વરીઆવી ભાગળ આગળ છે.

# શાહેરમાં આવેલાં પરાંનાં નામો તથા પરાંની ઓળખાણ

| નંબર | પરાંઓ. | દિશા. | પરાંના નામોની ઓળખાણ. |
|---|---|---|---|
| ૧ | નાનપરૂ | નરૂત્ય | સને ૧૭૬૨માં વલંદાએ કોઠી ઘાલી તેથી |
| ૨ | રૂદરપરૂં | ,, | રૂદરજી નામના દેશાઇ ઉપરથી. |
| ૩ | ખંડેરાવપરૂં | ,, | ખંડેરાવના નામથી. |
| ૪ | સગરામપરૂં | દક્ષિણે | સવરામ વસી નામના દેશાઇ ઉપરથી. |
| ૫ | રેહમતપુર | ,, | રહેમતખાન ઉપરથી. |
| ૬ | સામપરૂં | ,, | સામજી નામના દેશાઇ ઉપરથી. |
| ૭ | રૂસ્તમપરૂં | અગ્નિ | રૂસ્તમજી માણેકજી શેઠ ઉપરથી |
| ૮ | સલાબતપરૂં | પુર્વે | નવાબ સલાબતખાન ઉપરથી. |
| ૯ | બેગમપરૂં | ,, | ઓરંગઝેબ બાદશાહના બેન રહેલાં તેની યાદગીરીથી. |
| ૧૦ | ઇંદરપુરા | ,, | ઇંદરજી નામના દેશાઇ ઉપરથી. |
| ૧૧ | મનચરપુરા | ,, | મંચેરજી નામના પારસી ઉપરથી. |
| ૧૨ | નવાપુરા | ,, | આગ લાગી ત્યાર પછી ફરી નવું બંધાયું તેથી. |
| ૧૩ | હરીપરૂ | ઇશાને | હરિભાઇ નામના દેશાઇ ઉપરથી. |
| ૧૪ | મહીધરપરૂ | ,, | મહિધર નામના દેશાઇ ઉપરથી. |
| ૧૫ | રૂઘનાથપરૂ | ઇશાને | રૂઘનાથજી નામના દેશાઇ ઉપરથી. |
| ૧૬ | રામપરૂ | ,, | રામભાઇ નામના દેશાઇ ઉપરથી. |
| ૧૭ | હૈદરપુરા | ,, | નવાબ હૈદર કુલ્લીના નામ ઉપરથી. |
| ૧૮ | સૈયદપરૂ | ઉત્તરે | શેખ સૈયદ ઇદરૂસના કોઇ વડવાની યાદગીરીથી |
| ૧૯ | ઘાસ્તીપુરા | વાવ્યે | એ જગ્યાએ પહેલાં ઘાસ ભરાતું હતું તેથી. |
| ૨૦ | ગોપીપુરા | મધ્યમાં | ગોપીનાથ નામના બ્રાહ્મણ ઉપરથી. |

# શહેરમાં આવેલાં બજારો અને તેની દિશાઓની શમજ.



| નંબર | બજારો. | દિશા. |
| --- | --- | --- |
| ૧ | નાનપરાનું બજાર— | નૈરૂત્ય ખુણે. |
| ૨ | ચોકબજાર— | પશ્ચિમે. |
| ૩ | વરીઆવી બજાર— | ઉત્તરે. |
| ૪ | લાલ દરવાજાનું બજાર— | ઈશાન ખુણે. |
| ૫ | ગલેમંદીરનું બજાર— | પુર્વે. |
| ૬ | ઝાંપાનું બજાર— | પુર્વે. |
| ૭ | બરાનપુરી બજાર— | પુર્વે. |
| ૮ | કણુપીઠ બજાર— | મધ્યમાં. |
| ૯ | કેળાપીઠ બજાર ( ચૌટાનું )— | મધ્યમાં. |
| ૧૦ | નાણાવટનું બજાર— | મધ્યમાં. |
| ૧૧ | ગોપીપુરાનું ઝવેરી બજાર— | મધ્યમાં. |
| ૧૨ | નવસારી બજાર— | દક્ષિણે. |



# શહેરમાં આવેલા મુખ્ય હિંદુ દેવળો.



| નંબર | દેવાલયોના નામ. | દિશા | ઠેકાણું. |
|---|---|---|---|
| ૧ | મોટું મંદિર | મંદિર, | મધ્યમાં કેળાપીઠ (ભાગાતળાવ) |
| ૨ | ગીરધરલાલજીનું | ,, | મધ્યમાં ખપાટીયા ચકલો. |
| ૩ | લક્ષ્મીનારાયણનું | ,, | મધ્યમાં ખપાટીયા ચકલો. |
| ૪ | વીઠ્ઠલવાડી | ,, | મધ્યમાં નાણાવટ. |
| ૫ | બાલાજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૬ | કાશીવિશ્વનાથજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૭ | વિઠ્ઠલનાથજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૮ | રામચંદ્રજીનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૯ | રાધાવલ્લભનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૧૦ | સત્યનારાયણનું | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૧૧ | શ્રીનાથજીનું | ,, | મધ્શમાં બાલાજીનો ચકલો. |
| ૧૨ | હાટકેશ્વર શીવાલય | ,, | મધ્યમાં બાલાજીનો ચકલો. |
| ૧૩ | અંબાજી માતાનું | ,, | મધ્યમાં અંબાજીનો ચકલો. |
| ૧૪ | કાળીકા માતાનું | ,, | મધ્યમાં અંબાજીનો ચકલો. |
| ૧૫ | ભટજીનું | | મધ્યમાં લીમડી કુઈ. |
| ૧૬ | આચાર્યજીનું | | મધ્યમાં લીમડી કુઈ. |
| ૧૭ | મહિસાસુરી માતાનું | | મધ્યમાં લીમડી કુઈ. |
| ૧૮ | વિઠ્ઠલવાડી | | મધ્યમાં લીમડી કુઈ. |

| | |
|---|---|
| ૧૯ લલ્લુ મહારાજનું | ,, મધ્યમાં લીમડી કુઇ. |
| ૨૦ દક્ષણી ભટજીનું | ,, મધ્યમાં ગોપીપુરા. |
| ૨૧ ગોવિંદજીનું | ,, મધ્યમાં ગોપીપુરા. |
| ૨૨ કોટીલીંગ મહાદેવનું | ,, મધ્યમાં ગોપીપુરા. |
| ૨૩ ગોરા રામજીનું | ,, મધ્યમાં ગોપીપુરા. |
| ૨૪ ઓળેશ્વર મહાદેવનું | ,, મધ્યમાં ગોપીપુરા. |
| ૨૫ ગોરબાઇ માતાનું | ,, મધ્યમાં છીપવાડ. |
| ૨૬ માજીનું | ,, મધ્યમાં ગોપીપુરા. |
| ૨૭ બહેચરાજીનું | ,, પુર્વે હરીપુરા. |
| ૨૮ તરતીયા હનુમાનનું | ,, પુર્વે હરીપુરા. |
| ૨૯ શ્રીસત્યનારાયણનું | ,, અગ્નિ સલાબતપુરા. |
| ૩૦ નિર્મળદાસનું | ,, દક્ષિણે કોટસફીલ સંઘાડીયાવાડ, |
| ૩૧ કબીરજીનું | ,, દક્ષિણે સગરામપુરા. |
| ૩૨ રોકડીયા હનુમાનનું | ,, દક્ષિણે સગરામપુરા. |
| ૩૩ પાતાલી હનુમાનનું | ,, પશ્ચિમે મુલ્લાં ખડકી. |
| ૩૪ સ્વામીનારાયણનું | ,, ઉત્તરે રામપુરા. |



# શાહેરમાં આવેલાં જૈન, પારસી, મુસલમાન તથા અંગ્રેજ લોકોનાં દેવળો.



| નંબર | દેવળનાં નામ | દિશા | ઠેકાણું. |
|---|---|---|---|
| | **જૈનના દેવળો.** | | |
| ૧ | મહાવીર સ્વામી | મધ્યમાં | ગોપીપુરા. |
| ૨ | આદેશર ભગવાન | મધ્યમાં | ગોપીપુરા. |
| | **પારસી દેવળો.** | | |
| ૧ | શાહેનશાહી આતસ બહેરામ. | ઉતરે | સૈયદપુરી ભાગળ. |
| ૨ | કદમીનું આતસ બહેરામ. | ઉતરે | શાહપોર. |
| | **મુસલમાન દરગાહો.** | | |
| ૧ | ખાજે દિવાન સાહેબનો મીનારો તથા દરગાહ | પશ્ચિમે | કાજીનું મેદાન. |
| ૨ | નવસૈયદની દરગાહ | દક્ષિણે | ગોપીતળાવ. |
| ૩ | સૈયદ ઇદરૂસની કબર મીનારો | વાવ્યે ખુણે | સૈયદપુરા. |
| ૪ | મીરજા સામીની કબર તથા મસજીદ. | પશ્ચિમે | મીરજા સ્વામીના ચકલામાં. |
| | **અંગ્રેજ લોકના દેવળો.** | | |
| ૧ | અંગ્રેજ દેવળ | પશ્ચિમે | તાપી નદી ઉપર. |
| ૨ | રોમનકેથોલીક | નૈરૂત્ય | નાનપરામાં. |
| ૩ | મીશન દેવળ | વાયવ્યમાં | પાતાલી હનુમાન આગળ. |

## શહેરમાં આવેલાં પ્રસીદ્ધ સ્થળો.

નંબર નામ દિશા ઠેકાણું.

૧ રેલ્વે સ્ટેશન—પુર્વે દિલ્લી દરવાજા બહાર.
૨ સ્ટેશન બાગ. ,, ,,
૩ ગુલામબાબા મીલ } પુર્વે લાલ દરવાજા બહાર.
૪ પેપરમીલ } પુર્વે બેગમપુરામાં.
૫ જાફરઅલ્લી } પુર્વે બેગમપુરામાં.
૬ તાર ઓફીસ ,,
૭ પ્રીન્સેસ થીએટર ,,
૮ જયોર્જ ,, ,,
૯ સુર્યપ્રકાશ ,, ,,
૧૦ આઇસ ફેકટરી ,,
૧૧ નવાબનો મહેલ પુર્વે બેગમપુરામાં.
૧૨ વહોરવાડ પુર્વે નવાપરામાં.
૧૩ કલોકટાવર પુર્વે નવાપુરા પાસે.
૧૪ નવદરગાહ દક્ષિણે સંઘાડીઆવાડની સામે.
૧૫ ગોપીતળાવ દક્ષિણે નવસારી ભાગોળ પાસે.
૧૬ લાઇન નૈરૂત્ય ખુણે અઠવાના દરવાજા બહાર.
૧૭ કોરટ નૈરૂત્ય ખુણે નાવડી બંદરે.
૧૮ જેલ નૈરૂત્ય ખુણે નાનપરામાં.
૧૯ મોટી પોષ્ટ ઓફીસ નૈરૂત્ય ખુણે નાનપરામાં.
૨૦ અંગ્રેજ લોકોની કોઠી નૈરૂત્ય નાનપરામાં.
૨૧ કિલ્લો પશ્ચિમે તાપી નદીના કિનારાપર.

૨૨ ડક્કો પશ્ચિમે તાપી નદીના કિનારાપર.
૨૩ વિક્ટોરિઆ બાગ પશ્ચિમે તાપી નદીના કિનારાપર.
૨૪ અંગ્રેજી હાઇસ્કુલ પશ્ચિમે કિલ્લા સામે.
૨૫ હોપપુલ પશ્ચિમે તાપી નદીપર.
૨૬ લાઇબ્રેરી પશ્ચિમે ચોકબજાર.
૨૭ હુન્નરશાળા પશ્ચિમે સોનીફળીઆ આગળ.
૨૮ પ્રિન્સગાર્ડન નૈરૂત્યે નાનપરામાં.
૨૯ મુંબાઇ-બેંક-પશ્ચિમે-હાઇસ્કુલની સામે.
૩૦ ફુરજો-પશ્ચિમે ચોકમા.
૩૧ દરિયામહેલ-પશ્ચિમે સોદાગરવાડમાં.
૩૨ મ્યુનીસીપાલીટી પશ્ચિમે સોદાગરવાડમાં.
૩૩ અંગ્રેજ લોકોનું દેવળ પશ્ચિમે તાપી નદીના કિનારાપર.
૩૪ મિશન સ્કુલ પશ્ચિમે મુલ્લાં ખડકી.
૩૫ મિશન દેવળ વાવ્યે મુલ્લાં ખડકીમાં.
૩૬ સૈયદ ઇદરૂસનો મીનારો ઉત્તરે સૈયદપુરામાં.
૩૭ અશક્તાશ્રમ. ઉત્તરે સૈયદપુરા.
૩૮ ડેપ્યુટીની ઓફીસ મધ્યમાં કણપીઠ.
૩૯ સ્ત્રી છોકરાની હોસ્પિટાલ મધ્યમાં ભાગાતળાવ.
૪૦ અનાથાશ્રમ ઉત્તરે. રામપુરા.
૪૧ કાજીનો મિનારો પશ્ચિમે. કાજીના મેદાન આગળ.
૪૨ પશુ દવાશાળા પશ્ચિમે. ,,
૪૩ વલંદાની કોઠી. પશ્ચિમે વલંદાવાડ.

# શાહેરની કેટલીક અંગ્રેજી નિશાળો.

| અનુક્રમ નંબર. | સ્કુલનું નામ. | દિશા. |
|---|---|---|
| ૧ | ગવર્નમેંટ હાઇસ્કુલ. | પશ્ચિમે. |
| ૨ | ગવર્નમેંટ બ્રાંચ સ્કુલ. | મધ્યમાં. |
| ૩ | મીશન હાઇસ્કુલ. | પશ્ચિમે. |
| ૪ | યુનીયન હાઇસ્કુલ. | મધ્યમાં. |
| ૫ | સાર્વજનીક હાઇસ્કુલ. | પશ્ચિમે. |
| ૬ | સરની હાઇસ્કુલ. | ઉત્તરે |
| ૭ | પારસી ઓર્ફનેજ | ,, |
| ૮ | વહોરા સ્કુલ | પૂર્વે |

## એ સીવાય બીજી નિશાળો.

૧ આર્ટ સ્કુલ (હુનરશાળા] પશ્ચિમ. સોનીફળીયાને નાકે.

૨ સંસ્કૃત પાઠશાળા મધ્યમાં. લીમડી કુઇ.

૩ જૈન પાઠશાળા મધ્યમાં. કાજીના મેદાન આગળ.

૪ બાળાશ્રમ શાળા ઉત્તરે. સૈયદપરાની પાસે.

બીજી સરકારી ગુજરાતી, જૈન, મીશન, સર જમશેદજીની તથા મોહમેદન સ્કુલો છે.

## શાહેરમાં સરકારી ગુજરાતી છોકરાની નિશાળો.

| નંબર | ઠેકાણું. | નંબર. | ઠેકાણું. | નંબર. | ઠેકાણું. |
|---|---|---|---|---|---|
| ૧ | ભાગાતળાવ. | ૨ | નાનપુરા. | ૩ | ઝાંપાબજાર. |
| ૪ | બડેખાંને ચકલે. | ૫ | વાંકીબોરડી. | ૬ | લીમડીકુઇ. |

| | | |
|---|---|---|
| ૭ હરીપુરા | ૮ સગરામપુરા. | ૯ સંઘાડીયાવાડ. |
| ૧૦ બેગમપુરા. | ૧૧ સૈયદપુરા. | ૧૨ ગલેમંડી. |
| ૧૩ ઢેડા સ્કુલ. | ૧૪ ગધેવાન આગળ. | ૧૫ સગરામપુરા |
| ૧૬ સલાબતપુરા. | ૧૭ કેળાપીઠ. | ૧૮ રૂઘનાથપુરા |
| ૧૯ સગરામપુરા. | ૨૦ વાંકીબોરડી | ૨૧ સીંધીવાડ. |
| ૨૨ નાણાવટ. મ્યુ. ક. | ૨૩ ગલેમંડી. મ્યુ. ક. | ૨૪વહોરવાડ. મ્યુ. ક |

૨૫ રાણીતળાવ ઉર્દુ (બ્રાંચ) મ્યુ. ૨૬ ગ. અ. કન્યાશાળા

૨૭ બેગમપુરા ભંગી સ્કુલ ૨૮ નાનપુરા ઉર્દુ ૨૯ હરીપુરા ધીકાંટાસામે

૩૦ સગરામપુરા મિશ્રશાળા ૩૧ રૂવાળાનો ટેકરો ક.

૩૨ પારસી અંગ્રેજી ક. ૩૩ સર જમશેદજી ક. ૩૪ મીશન જનાના ક.

૩૫ વકીલ ગુલાબદાસ નિતિબોધ કન્યાશાળા સંગ્રાડીયાવાડ.

૩૬ રાયચંદ દીપચંદ કન્યાશાળા નં૦ ૧ તથા નં૦ ૨.

## શહેરમાંનાં કેટલાંક સરકારી ખાતાંઓ.

ખાતાંનું નામ. ખાતાંના અધિકારી. શું શું કામો કરે છે.

રેવન્યું ખાતું કલેકટર—જમીનનું મહેસુલ વસુલ કરવાનું તથા ડીસ્ત્રીકટ મેજીસ્ટ્રેટનું કામ કરે છે.

પોલીસ ખાતુ-પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ—રૈયતના બંદોબસ્તનું કામ કરે છે.

ન્યાય ખાતું—સેશન્સ જડજ—ઈન્સાફ આપવાનું કામ કરે છે.

હોસ્પીતાલ ખાતું-સિવિલ સરજન—રૈયતની આરોગ્યતાને માટે મફત દવા આપવાનું કામ કરે છે.

કસ્ટમ ખાતું—કસ્ટમ કલેકટર—વહાણો કે આગબોટોમાંથી જે માલ બહારથી આવતો જતો હોય તેની ઉપરની જકાત તથા તથા તપાસ રાખવાનું કામ કરેછે.

મ્યુનિસિપલ ખાતું-પ્રેસિડેન્ટ શહેરનો સુધારો કરવાનું કામ કરે છે.
કેળવણીખાતું-ડેપ્યુટી-વિદ્યાર્થીઓના જ્ઞાનમાં વધારો કરવાનું કામ કરેછે

# સુરત શહેરના મોટા મોટા અધિકારીઓ.

| | | |
|---|---|---|
| ૧ | કલેકટર | સાહેબ. |
| ૨ | પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ | ,, |
| ૩ | સેશન્સ જડજ | ,, |
| ૪ | એક્ઝિકયુટીવ એંજીનીયર | ,, |
| ૫ | સિવિલ સરજન | ,, |
| ૬ | પ્રેસિડેન્ટ | ,, |
| ૭ | હેડ પોસ્ટ માસ્તર | ,, |
| ૮ | આબકારી કલેકટર | ,, |
| ૯ | કસ્ટમ કલેકટર | ,, |
| ૧૦ | ડેપ્યુટી-એજ્યુ ઇન્સ્પેકટર | ,, |
| ૧૧ | મામલતદાર | ,, |
| ૧૩ | સીટી મેજીસ્ટ્રેટ | ,, |
| ૧૩ | આસીસ્ટંટ કલેકટર | ,, |
| ૧૪ | ડેપ્યુટી કલેકટર | ,, |
| ૧૫ | આસિ. સેક્રેટરી | ,, |

---

* કેળવણી ખાતાના દરેક જીલ્લાના અધિકારીઓ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર છે માટે અહીં ડિરેકટર સાહેબનું નામ જણાવ્યું નથી.

# સુરત શહેરની આઠ દિશાઓ તરફ આવેલાં ગામો.

ઉત્તરે—કતારગામ, વરીઆવ, વેડ, ડભોલી, સિંગણુપોર, ઢુંકી.

ઈશાને—ફુલપાડા, અશ્વનીકુમાર, ઉતરાણ, વરાછા, નવાગામ, કાપદ્રા, કરંજ.

પૂર્વે—પુના, સણીયાં, કુંભારીયા, મગોબ, પરવટ, વેડછા, ઉમરવાડા.

અગ્નિ—દેલાડવા, ડિંડોલી, સણીયા, ખરવાશા, મોહણીટીંબરવા ઓણુંદ કપલેથા.

દક્ષિણે—[illegible]ના, પાંડેસરા, ભેસ્તાન, ઉન, ભાણોદ્રા, પારડીકણદે, સચીન, તલંગપોર, જીઆવ, બુડીયા, આભવા, ખજોદ ભરથાણા વેસુ, મજુરા, અલથાણ, ભીમરાડ.

નૈરૂત્યે—અઠવા. ઉમરા, ભાટપુર, પીપળોદ. મગદલા, ગવીયર, ડુમસ ભીમપોર.

પશ્ચિમે—અડાજણ, પાલ, બાઠા.

વાવ્યે—રાંદેર, પીસાદ જાગીરપુરા.

## શહેર બહારના જાત્રાના ઠેકાણાં.

| | | |
|---|---|---|
| નાની તથા મોટી બહુ· ચરાજી માતા. | ઉત્તરે | વરીઆવ જતાં રસ્તામાં. |
| કંતારેશ્વર મહાદેવ | ઉત્તરે | કતારગામમાં. |
| અશ્વનીકુમાર | ઈશાને | ફુલપાડા ગામ પાસે. |
| ગુપ્તેશ્વર મહાદેવ | ઇશાને | ફુલપાડા ગામમાં. |
| ડુમસના હનુમાન | પૂર્વે | સરાના દરવાજા બહાર. |

| | | |
|---|---|---|
| ભીડભંજન | દક્ષિણે | ઉધના ગામ પાસે. |
| રામનાથઘેલા | નૈરૂત્યે | અઠવાના દરવાજા બહાર ઊમરા ગામમાં. |
| ભીમપોરના હનુમાન | નૈરૂત્યે | ભીમપોર ગામમાં. |

## શહેરમાં તથા શહેર બહાર ભરાતા મેળા.

**ધીસનો**—નવાપુરામાં તથા હરીપુરામાં અને સગરામપુરામાં.

**બળેવનો**—કિલ્લા આગળ

**ગોકળ આઠમનો**— બરાનપુરી ભાગોળે

**દિવાસાનો**—નાનપુરામાં.

**શ્રાવણ માસના સોમવારોના**—સૈયદપુરા તથા કતારગામ દરવાજા આગળ.

**ગણપતિ ચોથ**—તાપી કિનારે.

**આનંદ ચૌદશ**—ડુમસ, ભીમપોરમાં.

**દશેરાનો**—રૂસ્તમપુરામાં.

**દીવાળીની લાઇટ**—બરાનપુરી ભાગોળેથી ચોક બજાર સુધી.

**છડીનો**—ગલેમંદિર

**અંબાજીની વરસગાંઠ**—અંબાજીને ચકલે.

**પવિત્રા બારસ**—મોટા મંદિર આગળ.

**ચંદની પડવો**—વિકટોરીયા બાગમાં તથા સ્ટેશનપર.

**શ્રીવિઠ્ઠલનાથજીનો** -નાણાવટમાં.

**ઇદ**—બેગમપુરાથી વરીઆવી દરવાજા સુધી.

**મોહરમ**—બેગમપુરાથી વરીયાવી દરવાજા આગળ.

કારતક શુદ ૯ }
" " ૧૫ } અશ્વનીકુમાર.
ચૈત્ર " ૧૫ }

# સુરત શહેરની કેટલીક જાણવા જેવી હકીકત.

એ શહેર પૈસે ટકે આબાદ હતું. લોકો ઘણા સારા મળતાવડા બુદ્ધિમાન તથાં સહાસીક ને શોખીન છે.

શહેરના મોટા રસ્તાઓની લંબાઈ પહોળાઇ ૩૦ થી ૫૦ ફુટની છે.

શહેરની પડતી થવાના કારણો. સંવત ૧૮૭૮ ની મોટી રેલ તથા સંવત ૧૮૯૩ ની મોટી આગ તથા રેલ સંવત ૧૯૪૫ની મોટી આગને લીધે નબળી હાલતમાં આવી ગયું છે.

૧૮૯૮માં પાણીના નળ આવ્યાથી રૈયતને પાણીનું ઘણું સુખ છે.

શહેરનો કેટલોક ભાગ વસ્તી વગરનો છે.

અંગ્રેજ સરકારે અહીં સને ૧૬૬૨ માં કોઠી ઘાલી હતી.

લાઇન્સમાં શહેરના બંદોબસ્ત માટે સીપાઇઓની ટુકડીઓ રાખી છે.

લોકો ઘણાખરા ભક્તિવાન છે તેમજ દયાળુ છે.

વહોરા લોકોની વસ્તી ઘણી છે અને તેઓમાં પણ ઘણા ખરા પૈસાદાર છે. તથા સફરે જવામાં આગેવાની ધરાવે છે.

પારસીની વસ્તી પણ ઘણી છે. તેમજ મુસલમાનની વસ્તી પણ ઘણી છે.

કિલ્લાના મેદાનમાં દર શનીવારે હાટ ભરાય છે, તેમાં ઘણી ચીજો વેચાતી મળે છે, જેથી લોકોનો સારો ઝમાવ થાય છે.

બંબા ખાતાનો બંદોબસ્ત ઘણોજ સારો છે કારણ કે તારની મદદ છે, તેથી કોઇ ભાગમાં આગ લાગી હોય તો તારને લીધે ઝટ ખબર આપી દે છે તેથી લોકોનું વધારે નુકશાન થતું નથી.

સ્ટેશનથી કિલ્લા સુધીની સડક જોવા લાયક છે તેમજ નવસારી ભાગળથી વરીઆવી ભાગળ સુધીની સડક પણ તેવીજ છે.

સુરત સ્ટેશનની બાંધણી ઘણીજ સારી છે, કહે છે કે વડોદરા રેલ્વેમાં એના જેવું બીજું કોઇ પણ સ્ટેશન નથી.

શહેરમાં છાપખાના તથા નાટક શાળાઓ તથા કસરતશાળા તથા લાયબ્રેરીઓ જોવા લાયક છે.

શહેરમાં વિકટોરીયા બાગ, સ્ટેશન આગળનો બાગ તથા મોહમદ બાગ જોવા લાયક છે.

બહાર ગામથી અનાજ મેવા, કાપડ, તથા પરચુરણ સામાન, વિલાયતથી આવે છે ચીનાઇ માલ વગેરે ઘણી જાતનો માલ દેશાવરથી આવે છે.

સુરત શહેરમાં કીનખાબ, ગજી, છત્રી, કસબ, કીનારી હાથી દાંતપર કોતરકામ, સુખડનું કામ, તથા બરફી વખણાય છે.

એ શહેરમાંથી દેશીમિત્ર, ગુજરાત મિત્ર, પ્રજાં પોકાર, સુરત અખબાર, સૂર્યપ્રકાશ, અને દેશોદય એટલા પેપરો નીકળે છે.

આ શહેરમાં મોટાં છાપખાનાં મિશન, ગુજરાત દર્પણ, સુરત સીટી પ્રેસ; અખબાર, ખોદાબક્ષ, જાઇન એનજીન પ્રેસ, જૈન વિજય અને જાઇન એનજીન પ્રેસની શાખ વગેરે છાપખાનાઓ છે.

# ચોર્યાસી તાલુકાની ભુગોળ.



સુરત જીલ્લાના આઠ તાલુકા છે. ૧ ઓરપાડ ૨ ચોર્યાસી ૩ જલાલપોર. ૪ વલસાડ. ૫ ચીખલી. ૬. માંડવી. ૭ બારડોલી. ૮ પારડી.

ચોર્યાસી તાલુકો એ નામ અસલ એ તાલુકામાં ૮૪ ગામ હતાં એ ઉપરથી પડયું છે.

## ચોર્યાસી તાલુકાની સીમા.

**ઉત્તરે**—તાપી નદી, ઓરપાડ તાલુકો.

**પુર્વે**—ગાયકવાડનો મુલક.

**દક્ષિણે**—મીંઢોળા નદી.

**પશ્ચિમે**—અરબી સમુદ્ર ને ઓરપાડ તાલુકો.

**નદીઓ**—તાપી, મીંઢોળા અને કાંકરાખાડી.

**સમુદ્ર**—અરબી.

**તાપી**—સાતપુડાના પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**મીંઢોળા**—સોનગઢના ડુંગરોમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

**રેલ્વે સ્ટેશન**—અમરોલી, સુરત, સચીન, ઉધના.

**જાત્રાનાં ઠેકાણાં**—કતારગામ, ફુલપાડા, કુભાળ, ઉધના.

**વસ્તી**—૧૬૦૦૦ આશરે.

મોટાં ગામોઃ—સુરત, રાદેર, કતારગામ, બાઠા, કુંભારીયા, ખરવાસા, ખજોદ, જંગીરપુરા, તલંગપોર, દેલાડવા, ભેસ્તાન, વાંઝ વેસુ, સાબરગામ, સીંગણુપોર, જાગીરાબાદ, ×અમરોલી, ×કોસાડ, મોટા વરાછા, ×ઉતરાણુ, ×ભરથાણું સિવાય બીજા નાના ગામો છે.



## ચોર્યાસી તાલુકાના ૮૪ ગામો, તે સુરત શહેરથી કઇ દિશામાં ને કેટલા મૈલ દુર છે.

| ગામો. | દિશા. | કેટલા મૈલ દૂર | ગામો | દિશા | કેટલા મૈલ દૂર |
|---|---|---|---|---|---|
| કતારગામ | ઉતરે | ૨ | નવાગામ | પુર્વે | ૩ |
| ડુંકી | ,, | ૨ | ઉમરડા | ,, | ૨ |
| સિંગણુપોર | ,, | ૩ | કરજ | ,, | ૨ |
| ડભોલી | ,, | ૩ | કાપદ્રા | ,, | ૪ |
| વેડ | ,, | ૪ | નાના વરાછા | ,, | ૫ |
| ફુલપાડા | ઇશાને | ૩ | સીમાડા | ,, | ૬ |
| ઉતરાણુ | ,, | ૪ | સણીયા હેમાદ | ,,* | ૬ |
| કોસાડ | ,, | ૬ | મગોબ | ,, | ૩ |
| મોટા વરાછા | ,,* | ૬ | ડુભાળ | ,, | ૩ |
| ભરથાણુ | ,, | ૬ | પરવટ | ,, | ૩ |
| અમરોલી | ,, | ૪ | કુંભારીઆ | ,, | ૫ |

× એ ગામો નકસામાં ઓરપાડ તાલુકાની હદમાં છે પણ એને ચોર્યાસી તાલુકામાં ગણેલાં છે.

* ઇનામી ગામો છે.

| ગામો. | | | મૈલ દૂર | ગામો. | દિશા. | | કેટલા મૈલ દૂર |
|---|---|---|---|---|---|---|---|
| વેડછા | પુર્વે | | ૬ | ભેદવાડ | દક્ષિણે | | ૪ |
| સાબરગામ | ,, | | ૬ | પાંડેસરા | ,, | | ૪ |
| આંજણાં | અગ્નિ ખુણે | | ૧ | ભેસ્તાન | ,, | + | ૫ |
| લીંબાયત | ,, | | ૩ | બમરોલી | ,, | | ૪ |
| ડિંડોલી | ,, | + | ૫ | વડોદ | ,, | | ૫ |
| દેલાડવા | ,, | + | ૬ | સોન તળાવ | ,, | | ૫ |
| ગાંગવા | ,, | | ૮ | સોનારી | ,, | + | ૬ |
| ખંભાસ્લા | ,, | | ૮ | બાણોદરા | ,, | + | ૭ |
| મોહણી | ,, | | ૯ | પારડી કણદે | ,, | | ૮ |
| ટીંબરવા | ,, | | ૧૦ | વાંઝ | ,, | + | ૧૦ |
| અંચાસલા | ,, | | ૮ | તલંગપોર* | ,, | | ૬ |
| સણીયા કણદે | ,, | | ૬ | પાલી | ,, | | ૧૦ |
| ખરસાવા | ,, | | ૭ | ગુડીયા | ,, | | ૯ |
| એકલેરા | ,, | | ૭ | ઊંબેર | ,, | + | |
| પારડી રકેબ | ,, | | ૧૨ | અઠવા | નૈરૂત્ય | | ૧ |
| સાળેબાદ | ,, | | ૧૩ | પનાંસ | ,, | | ૨ |
| કછોલી | ,, | | ૧૩ | ઉમરા | ,, | | ૩ |
| કપલેથા | ,, | | ૧૨ | ભાટપુર | ,, | | ૨ |
| ધ્રસરોલી | ,, | | ૧૨ | પીપળોદ | ,, | | ૩ |

+ ઇનામી ગામો.

| ગામો | દિશા | કેટલા મૈલ દુર | ગામો | દિશા | કેટલા મૈલ દુર |
|---|---|---|---|---|---|
| ખટોદ્રા | દક્ષિણે | ૧ | રૂંઢ | ,, | ૫ |
| મજુરા | ,, | ૧ | મગદલા | ,, | ૫ |
| ગોવાલક | ,, | ૩ | વાંટા | ,, | ૬ |
| દંતોરા | ,, | ૪ | ભટાર | ,, | ૨ |
| અલથાણુ | નૈરૂત્ય | ૩ | ભાઠા × | પશ્ચિમે | ૪ |
| ભરથાણુા (વેસુ) | ,, | ૩ | પાલણુપોર | ,, | ૫ |
| વેસુ | ,,× | ૪ | એટ | ,, | ૪ |
| ભીમરાડ | ,, | ૫ | કિલ્લા અન્વર | ,, | ૧ |
| ખજોદ | ,, | ૫ | રાંદેર | વાવ્ય ખુણે | ૨ |
| આભવા | ,,× | ૬ | ઝાંગીરાબાદ | ,, | ૪ |
| અડાજણુ | પશ્ચિમે | ૨ | પીસાદ | ,, | ૪ |
| પાલ | ,, | ૪ | ઝાંગીરપુરા | ,, | ૫ |

તાપી નદી ઉપરના ગામો—સુરત, રાંદેર, વરીઆવ વરાછા, ઉંતરાણુ, અમરોલી, ફુલપાડા, અઠવા, ઉમરા, રૂંઢ મગદલા.

મીંઢોળા નદી ઉપરના ગામો—સામબોદ, પારડીરકેઅ કછોલી ઉએર.

કાંકરાખાડી ઉપરના ગામો—સણીયા, હેમાદ, અલથાણુ, ભીમરાઠ બુડીયા ને ઉધના.

---

× એ ગામમાં મીઠાના અગર હતા.

ચોર્યાસી તાલુકાની જમીન સરખી છે. પણ કેટલીક ગોરાળું ને કેટલીક કાળી છે.

નીપજ ડાંગર, જુવાર, બાજરી, કઠોળ, કપાસ, તમાકુ ને કેરી લીલોતરી શાક, ફાલસાં, આદુ, સૂરણ રતાળુ.

મુસાફરીની હકીકત—ગામમાં ઘોડે બેસીને, કે આગગાડીથી મુસાફરી કરાય છે.

**જમીન**—કાળી ગોરાળુ અને રેતાળ.

**ભાષા**—ગુજરાતી, અંગ્રેજી. મુસલમાની.

**ધંધો**—ખેતી, વેપાર, હુન્નર અને નોકરી.

આ તાલુકામાં સુરતથી વરાછા, કતારગામ, કુંભારીઆ, ઉધના સાબરગામ, ગજુરા, અલથાણ, સચીન, ખજોદ, ભીમપોર, ડુમસ, રાંદેર, ભાઠા, વરીઆવ અશ્વનીકુમાર જવાને સડકો બાંધેલી છે.





# આ ભૂગોળ મળવાનું ઠેકાણું.

સોલ એજન્ટ.

**કરસનદાસ નારણદાસ બુકસેલર.**

નાણાવટ—સુરત.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા:—

**નરભેરામ હરીનારાયણ જોશી.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું:—

ગુલાબદાસ બાઈદાસ નીતીબોધ કન્યાશાળા સંઘાડીઆવાડ

સુરત.

